વાંચો ને વંચાવો!!

# મોડાસા પ્રદેશનિવાસી બંધુઓને



## પત્રિકા ૨.

(રાષ્ટ્રીય શિક્ષણ.)

લખકઃ—મોહનલાલ વિઠ્ઠલદાસ ગાંધી.

ભાઈશ્રી—

મેં મારા પ્રથમ પત્રમાં રાષ્ટ્રીય શિક્ષણ ઉપર લખવાનું વચન આપ્યું હતું. આ વિષય અભ્યાસનો વિષય છે. એ ઉપર લખવાને મને પૂરો અધિકાર છે, એમ પણ હું કહેતો નથી. છતાં સંજોગોને બળે મારે કાંઇક લખવું જોઇએ એમ લાગે છે.

મોડાસા કેળવણી મંડળની વ્ય. સભાએ હિંદની મહાસભાના ઠરાવને માન આપીને તથા કેળવણીની ખીલવણી પૂર્ણ સ્વતંત્ર કરવાને મોડાસાની અંગ્રેજી શાળાને રાષ્ટ્રીય બનાવવાનો ઠરાવ કર્યો છે. મંડળે ભરેલા આ પગલા વિષે પણ લગીર વધારે સમજુત થવાની જરૂર છે.

અસહકારની ચળવળ રાજ્યદ્વારી ચળવળ છે, એમ ઘણા માને છે. તે ખરૂં છે. પણ તે કેવળ રાજ્યદ્વારી ચળવળજ નથી. તે એક આધ્યાત્મિક પ્રવૃત્તિ છે. તે ચળવળના ઉદ્દેશમાં અસત્ તત્વો સામેની લડત છે, તો સાથે સાથે સત્ તત્વોનો વિકાસ તથા ઉદ્ધાર પણ સમાએલ છે. સંજોગોને લઇને તેનું રાજ્યદ્વારી અંગ મહત્વનું લાગે છે, એ વાત સાચી છે. છતાં વ્યક્તિ, સમાજ કે સંસ્થા કોઇપણ પ્રજાએ માન્ય કરેલી પ્રવૃત્તિને માન આપી, પોતાના કાર્ય પ્રદેશમાં પોષક ફેરફાર કરે, એટલે કેળવણીનો પ્રદેશ પણ ફક્ત કેળવણીનો મટી રાજ્યદ્વારી થઇ જતો નથી. તેનો અર્થ તો એટલો થાય કે કોઇપણ મહાન પ્રજાકીય ને વ્યાપક પ્રવૃત્તિ પ્રજાના ધર્મ, નીતિ, શિક્ષણને સમાજથી અસ્પૃષ્ટ રહી શકતીજ નથી. કારણ કે આજ વિષયો એ પ્રવૃત્તિનાં અંગો હોય છે. એટલું કે જુદા જુદા પ્રદેશના ચાલકો ભલે પોતાના વ્યાપક અંગને વ્યાપક પ્રવૃત્તિ સાથે જોડાવે, પણ તેથી તેમનું વિશિષ્ટ અંગ નષ્ટ થતું નથી.

પણ, વારૂ, આપણે આપણા સ્થાનિક સવાલ ઉપરજ આવીએ. મંડળે ભરેલા પગલાના ડહાપણ માટે શંકાઓ હોવાનું સંભવે. સુભાગ્યે આપણે ત્યાં પણ એ ઉપર વિચાર ચાલી રહ્યા છે. મારે કાને પણ કેટલાક સવાલો આવેલા. યથાશકિત જવાબ આપવામાં આવેલ છે. બધા સવાલોમાં પૈસાનો સવાલ સૌથી મોટો હોય, એમ કેટલાકોને લાગે છે.

મહાત્મા ગાંધીજીને સવાલ પુછવામા આવ્યો હતો કે સરકારની નાંણાંની કોઇપણ જાતની મદદ લીધા વગર તમે દેશનું બધું કેળવણી ખાતું ચલાવી શકો ? જવાબ મળ્યો કે—'હા, જો હું દેશને મારી સાથે દોરી શકું તો સરકારી મદદ વગર હાલનાં બધાં કેળવણી ખાતાંઓ ચલાવી શકું.'

આજ વિષય ઉપર બે મિત્રોની વાત પણ યાદ આવે છે; એક કહે–પૈસાનો સવાલ સર્વથી મોટો છે; બીજો કહે–પૈસાનો સવાલ સર્વથી ગૌણ છે. અતિશયોક્તિ બાદ કરતાં શું બીજાનો જવાબ ખરો નથી ?

ખરૂં જોતાં પૈસાનો સવાલ આવો અસહ્ય નજ લાગવો જોઇએ. એ સવાલ કાર્યની મહત્તા ઉપર, આપણી દેશદાઝ ઉપર અને આપણા બાહ્ય–બળ ઉપર આધાર રાખે છે, મહાત્માજી કહે છે કે ૩૬૫ દિવસ પૈકી એક દિવસ જો દેશ સંયમ પાળે તો રાષ્ટ્રીય શિક્ષણ માટે જોઇતાં નાણાંનો ફડચો આવી જાય. ફકત આપણા દેશ નાયકોની ફરજ છે કે એમણે રાષ્ટ્રીય કેળવણીનો આ દિવ્ય સંદેશો ગામે ગામ ને ઝુંપડે ઝુંપડે પહોંચાડવો જોઇએ.

અને જરા વધારે ઉંડે ઉતરો તો માલુમ પડશે કે માધ્યમિક કેળવણીનો બોજો આપણે પોતે મોટે ભાગે સહન નથી કરતા તો બીજું કોણ કરે છે. ? સરકારે પ્રાથમિક શિક્ષણની કુલ જવાબદારી

નથી લીધી, તો માધ્યમિકની વાતજ શી? આપણી મુંબઇ ઇલાકાની આસરે અઢીસે શાળાઓમાં સરકારી શાળાઓ કેટલી છે? સરકાર તો પાંચ પચીસ હાઇસ્કૂલો સરકારી ખર્ચે ચલાવે છે. આ શાળાઓ ફક્ત નમુનારૂપેજ ગણાય છે. બીજી શાળાને થોડી ઘણી સરકાર મદદ મળે છે પણ ખર્ચની મોટી જવાબદારી તો ખાનગી સંસ્થાઓ કે માલેકો ઉપરજ હોય છે. સવાલ એ છે કે જે પ્રકારની કેળવણી માટે ચોતરફ ફરિયાદ છે, તે ચાલુ રાખવા જુજ મદદ ભારે શરતો હેઠળ સ્વીકારવી, કે તે મદદને અળગી કરી કેળવણીના પાયા વધારે દૃઢ, સંગીન અને પ્રજાકીય બનાવવાને થોડું વધારે વેઠવું?

દરેક ઠેકાણે જ્યાં જ્યાં રાજ્યો કેળવણીને પોષે છે કે મદદ કરે છે, ત્યાં ત્યાં ભારે અંકુશો મૂકે છે કે શરતો કરાવે છે. આ પોષણ ને મદદ ઠીક છે, પણ તે તેના અનિષ્ટ ભાગોથી છૂટાં નથી. તોપણ જ્યાં રાજ્ય પ્રજાકીય હોય ત્યાં દોષો ઓછા હોઇ શકે પણ જ્યાં પ્રજા પરાધીન હોય, જ્યાં શિક્ષણની આખી દોરી પરદેશી સરકારની સત્તાના અંકુશ તળે હોય, ત્યાં કેળવણી શી રીતે તેના પૂર્ણ વિકાસમાં ખીલી શકે એ કલ્પનાની બહાર છે. રાજ્ય કેળવણીને પોષે છે ખરાં પણ ત્યારે ઘણી મોંઘી કીમત માગે છે. જર્મનીએ કેળવણીને અખૂટ પૈસા ખર્ચી પોષણ આપ્યું, પણ ત્યારે તેની શાળાઓ રાજ્યોને અનુકુળ પડે એવી મનુષ્ય છાપો ઉત્પન્ન કરવાની કેવળ સંચાઓ રૂપ થઇ પડી. આવુંજ દરેક દેશ માટે છે. પરદેશી રાજ્ય માટે તો એ સોગણું લાગુ પડે છે.

આપણા વિદ્યાર્થીઓમાં નવું ઉત્પન્ન કરવાની શક્તિ ક્યાં છે? તેમનામાં સાહસિક ગુણ ક્યાં છે? તેઓ ભણ્યા પછી તેઓમાં નવા ઉદ્યોગો ખેડવાની હામ રહે છે ખરી? તેઓ પોતાનાજ પગ ઉપર

ઉભા રહેવા જેટલી તાકાત ધરાવે છે? જ્યાં જુઓ ત્યાં પરાધીન વૃત્તિ, નિસ્તેજપણું, ખોટા મોજશોખોનો મોહ, શારીરિક નબળાઇ, માનસિક નબળાઇ. જેઓનો આદર્શ નોકરી હોય તેઓ ગુલામી વાતાવરણમાંથી શી રીતે છૂટી શકે? આ ગુલામીની—પરાધીનતાની ઉંડી કોતરાએલી છાપ, રાષ્ટ્રીય શિક્ષણ મળ્યેથીજ ભૂંસી શકાશે ને તેમ કરવું તે દરેક ભણેલા તેમજ વગર ભણેલા દેશ બન્ધુની ફરજ થઇ પડી છે.

એમ પુછવું કે આપણે પૈસા વગર શું કરી શકીશું?—પૈસા કયાંથી લાવીશું?—એ માત્ર કાયરતા છે. મને એક ભાઇએ કહ્યું—એવું હશે તો સાત સાત દિવસ હજામત મોડા કરાવીશું પણ ચાર આના તો તે ખાતે ફાજલ પાડીશુંજ. મેં એક વિધવાને પુછયું તો કહે—અમે કલાક દળણું વધારે દળીશું, પણ એવું હશે તો ચાર આનામાં તો શું!

હું આપણા ભાઇઓને પુછું છું કે હજારો રૂપીઆ કમાવાની તાકાત ધરાવનારા તમે, શા માટે આવા કાયર બની જાઓ છો? સ્વાર્થ દરેકને વળગેલો છે, પણ બધા કરતાં આત્મા એ મોટી વસ્તુ છે. હું જાણું છું કે આ કળિયુગમાં જે કાંઇ દાનો થાય છે તે તમામ સાત્વિક નથી હોતાં. તેમાં આપનારાઓને લેનારાઓ બન્નેમાં ન્યૂનતા હોય છે. ને જેઓ વગર સંકોચે દાન ન કરી શકતા હોય તેઓ પ્રત્યે ઘૃણા કરવી એ ગેરવાજબીજ છે. છતાં હરકોઇ ભાઇ સારા કૃત્ય પ્રત્યે આશિર્વાદ તો દઇ શકે છે. ગરીબના અડધા રોટલામાંથી જે શિક્ષણ મળશે, તેમાં કાંઇ અલૌકિક બળ રહેલું હશે.

પણ, વધારે: મંડળે તો હાલ ફક્ત હાઇસ્કૂલનોજ વિચાર કર્યો છે. એથી કાંઇ તેના કાર્યનો પૂરો સરવાળો થવાનો નથી. મોડાસા પ્રદેશમાં બે ત્રણ લાખ માણસોની વસ્તી છે ને મોડાસા મહાલમાં

પચીસ હજારની છે. આખા પ્રદેશમાં ૬૦ થી ૮૦ હજાર છોકરાં તથા મહાલમાં ૫ થી ૬ હજાર છોકરાં નિશાળે જવાને લાયક ઉમરનાં હશે. હાલ તો ફક્ત આખા પ્રદેશમાં ૫–૬ હજાર ને મહાલમાં સોળસેં સત્તરસેંજ જાય છે. એક કક્કાના ભણતરથી પણ આવાં હજારો બેનશીબ છોકરાં ઉછરે છે, તે માટે આપણે હાથપગ જોડી બેસી રહીશું ? અગર તો શું એ માટે કોઇ બહારના ચમત્કારની રાહ જોઇશું ? આપણા મંડળે આખા તાલુકામાં ને આગળ પાછળના તમામ પ્રદેશમાં કેળવણીની ઝગઝગતી જ્યોત સળગાવવાની છે. આ કાંઇ પૈસા વિના નથીજ બનવાનું.

મેં નીચે એક ઉપલક કાર્યોની રૂપરેખા દોરી છે. વાંચતાં સાથેજ જણાશે કે તે પૂર્ણ નથી. છતાં આપણે જો એ દિશામાં કાંઇ કરવા ઇચ્છીએ તો આપણે સર્વ કાંઇ કરી શકીએ એમ છે, એ પ્રતીત થયા વિણ નહીં રહેઃ–

૧. **હાઇ સ્કુલ:** (વિનયમંદિર) આ તો છેજ. તેનો અભ્યાસક્રમ ને પદ્ધતિ ને રાષ્ટ્રીય બનાવવા પડશે. પણ તે વિગતો ને અભ્યાસનો પ્રશ્ન છે.

૨. **બોર્ડીંગઃ** (વસતિગૃહ) ત્રણ લાખની વસ્તી વચ્ચે ઉંચ કેળવણીના એક સ્થળે વસતિ ગૃહ વગર નજ ચાલે.

૩. **લુહારી, સુથારી, કડીયા, વણાટ, ચિત્રકળા, ગાયનકળા, વેપારી, ખેતી વગેરે વિષયોના વર્ગો.** બુદ્ધિની ખીલવણી સાથે ઇન્દ્રિયોની કેળવણી જરૂરી છે. જ્યાં સુધી સામાન્ય કેળવણી સાથે આ ઉપયોગી અંગો નહીં ભળે ત્યાં લગી આપણા વિદ્યાર્થીઓમાં મર્દાનગી, પ્રમાણિકતા, સાહસિકતા, કાર્યકુશળતા ને કામમાં રસ નથી આવવાનો. પણ આ સવાલ અભ્યાસને શિક્ષણ

શાસ્ત્રનો છે ને તે કેવા ધોરણપર હયાતીમાં લાવી શકાય એ ભવિષ્યનો સવાલ છે.

**૪. કસરત શાળાઓ:** બુદ્ધિ ને શરીરના વ્યભિચારમાંથી કાયરતા, બીકણપણું, નાહીંમત, નૈસર્ગિક શકિતનો અભાવ વગેરે અંશો જન્મે છે. આવી શાળાઓ વગરની શાળાઓ એ માત્ર બુદ્ધિના સંચાઓ છે ને તે ઓછાજ સાર્થક નીવડે છે.

**૫. બાલસેના:** આ બોયસ્કાઉટ મૂવમેન્ટ કહેવાય છે. તેની બાલવણીમાં રચના, યોજના, બાહ્યચારો, હીંમત ને ચપળતા વગરે બારે ગુણો કેળવાય છે.

**૬. મુખ્ય શાળાઓ:** કેળવણી મફત ને ફરજીઆત શી રીતે બનાવી શકાય? જ્યાં શાળાઓ નથી ત્યાં નવીન શી રીતે સ્થપાય? જ્યાં છે ત્યાં કેવા સુધારાઓ થઇ શકે? ગામડાઓના ૮૦ ટકા જેટલા ખેડુત છોકરાંઓને રસ પડે ને ઉપયોગી નીવડે એવું શિક્ષણ શી રીતે દાખલ થઇ શકે?—આ સઘળા સહેલા સવાલો નથી, પણ તેઓને પ્રશ્નની મદદથી પહોંચી વળાય.

**૭. બાલમંદિર:** ( Infant school ) આપણે ઉંચા પ્રકારની કેળવણી માટે મહેનત કરીશું પણ તેનાં ફળોનો આધાર તેના બીજ પોષણ ઉપર રહેશે. જેવું બીજ સારૂં તેવું ફળ મીઠું. આપણે કદાચ ગામેગામ આવાં બાલમંદિર ન ઉઘાડી શકીએ પણ એક નમુનેદાર બાલમંદિર મોડાસામાં હોય તો તેની જબરી નૈતિક અસર થાય બાલકોના શિક્ષકોને તેમજ માબાપોને તે એક પદાર્થ પાઠની ગરજ સારે.

**૮. માધ્યમિક શાળાઓ:** જેમ વિદ્યા પ્રત્યે પ્રીતિ વધવાની તેમ તેમ આવી શાળાઓ માટેની માગણી પણ વધશેજ. તે માટે પણ યોજના તૈયાર થવીજ જોઇશે.

**૯. વનિતા વિશ્રામને કન્યાશાળાઓ** સ્ત્રી કેળવણી વગર કેળવણીનો આખો સવાલ અધુરોજ રહેવાનો જેના ઉપર માતાધર્મનો બોજો પડવાનો છે, તેઓને નિરક્ષર રાખી શકાયજ નહીં. આપણો સંસાર તેમને અભણ રાખી કદીએ ઉંચે ચડવાનો નથી.

**૧૦. સામાજીક કેળવણી.** જેમનાં છોકરાં શાળાઓમાં ભણતાં હોય તેમનાં માબાપને પણ કેટલાક શાસ્ત્રાય વિષયો ઉપર માહિતિ મેળવવાની જરૂર હોય. બાળકો તેમજ મોટેરાઓ માટે **મેજીક લેન્ટર્નની** કે **જાહેર વ્યાખ્યાન માળાઓની** પદ્ધતિ કેળવણીકારો અંગીકાર કરી શકે.

**૧૧. છાપાં ને લેખો:** વળી સામયિક ને કાયમ શિક્ષણ માટે છાપાં તથા લેખો દ્વારા પણ જનસમૂહ ઉપર વિચારના અને જ્ઞાનના સંસ્કાર પાડી શકાય.

આમ ઘણી દિશાઓમાં કામ થઇ શકે. આ તમામ કાર્યોનો બોજો અસહ્ય નથી. કારણ કે આમાં પૈસા ખર્ચવા એ કાંઇ બક્ષીસ કે દાન પણ ન કહેવાય. તેમાં તો એક દમડી ખર્ચી બે દમડા તેના વ્યાજ સાથે વસુલ કરવાની છે.

શું વકીલો ને વિદ્વાનો પોતાના જ્ઞાનને બ્રહ્માર્પણ કરી, શેઠીઆઓ ને વેપારીઓ નફાની આનીથી સંપત્તિને વધારે શુદ્ધ કરી, ધર્માચાર્યો આ મનુષ્ય યજ્ઞમાં પડી રહેલી લક્ષ્મીનો હોમ કરી, જ્ઞાતિઓ થોડાં મીષ્ટ ભોજનો બંધ કરી જીભનો સંયમ પાળી, આ પ્રજાની મહાન પ્રવૃત્તિમાં ભાગ ન લઇ શકે? જો લાગણી હોય તો કરોડપતિ કરોડમાંથી ને ગરીબો પોતાની ગરીબાઇમાંથી પણ દેશને કાજે ભાગ આપી શકે છે.

બાલક, સ્ત્રી, પુરૂષ હરકોઇ, ઉચ્ચ નીચ કે ગમે તે વર્ગ આમાં
ને કાંઇ કરી શકે એમ છેજ.

વાત એમ છે કે મંડળના દરેક સભાસદે મંડળના કાર્યને
ાનું ગણવું જોઇએ. અને સામાન્ય સામાજીક ધર્મનો અંગીકાર
ો જોઇએ. એ ધર્મ આ છેઃ–ગામે ગામની, તાલુકે તાલુકાની,
લે જીલ્લાની એમ દરેક પ્રજાસંઘે પોતાના પગ ઉપર ઉભા
ાનો યત્ન કરવો, પણ તેમ કરવા અશક્ત હોય તો તાલુકાએ
મને, જીલ્લાએ તાલુકાને, પ્રાન્તે જીલ્લાને ને આખા દેશે પ્રાન્તોને
મ ઉત્તરોત્તર સહાય કરવી. રાષ્ટ્રીય ઐક્યની ચાવી અહીં રહેલી
આજ ખરૂં સ્વરાજ્ય છે.

પણ સમાપ્ત કરતા પહેલાં એક વિષયાન્તર કરી લઉં. હમણાં
ો વિચાર ચાલે છે કે મંડળે એક **ચાર આના બોર્ડીંગ ફંડ**
લવું. આ ફંડનાં નાણાંનો ઉપયોગ બોર્ડીંગ માટે કરવો.પણ
દરમીયાન જો બોર્ડીંગની બીજી વ્યવસ્થા થઇ જાય તો તેનો ઉપયોગ
ડળના કેળવણીને લગતા બીજા વિષયોમાં કરવો. ફંડ માટે **એક લાખ**
ીટો કાઢવી ને તે એક વર્ષ માટે ખુલ્લું રાખવું. હવે વિચાર
કે ચાર આના બચાવવા એ શું મુશ્કેલ વાત છે ? નીકળતા
લાં એક ભાઇએ કહ્યું મારે માટે ૧૦૦૦ ટીકીટો રાખજો. બીજાએ
મારે માટે ૧૦૦૦ રાખજો, ત્રીજાએ કહ્યું મારે માટે ૨૦૦ રાખજો–
મ હજારો ટીકીટોની માગણી વાત કરતા સાથે નીકળે છે. માણસ
ે છે કે હું નબળો છું, એટલે એ નબળો નીવડે છે; જો એ
ે કે હું સબળ છું. તો તે સબળ છે–આ કુદરતી કાયદો છે.
આવી નબળાઇ એક ખાનગી ગૃહસ્થને છાજે. સંસ્થાના ચાલકોને
પાલવે ?

આ મારા પોતાના અંગત વિચારો છે. મારો ઇરાદો વાતને
ંવાનો છે. આવતા પત્રમાં વળી વધારે વિચાર કરીશું.

# મંગાવો.

લેખક:—**મોહનલાલ વિઠ્ઠલદાસ ગાંધી.**

પત્ર ૧ લો—જાહેર જીવન ને મોડાસા મહાલ સભા.

,, ૨ જો—રાષ્ટ્રીય શિક્ષણ.

## હવે પછી પ્રગટ થનાર.

,, ૩ જો—મોડાસાનાં ત્રણ મંડળો.

---

આ પત્રિકા રા૦ **હરજીવન કાલીદાસ મહેતાએ** ભારત-સેવા પ્રીન્ટીંગ પ્રેસ, નં. ૪, ૬, મેરીન ક્રાસ લેન, બેન્ક સ્ટ્રીટ, કોટ, મુંબઈમાં છાપી છે અને રા. **મોહનલાલ વિઠ્ઠલદાસ ગાંધીએ** પ્રગટ કરી છે.